ભારત માર્તંડ વેદાંત ભટ્ટ પંડિત ગટ્ટુલાલજીની મહાસંસ્થાઓ

તરફથી પ્રગટ થયલી

# દિપોત્સવ પત્રિકા.

—:o:—

## પુષ્ટિ માર્ગની પરમ શ્રેષ્ઠતા

## અને

## તેના વિરોધીઓના આસુરી સીંહનાદ.

શ્રી કૃષ્ણ ભજન જેણે ન કર્યું. જન્મારો તેનો વ્યર્થ ગયો.
બહુ પાપ પુણ્યની પોઠ ભરી. ભવપાર વિષે વણજારો હર્યો.
અહીં લાવ્યો હતો સદ સાધન જે, સદ સાધનને અરચીને રહ્યો.
કવિ ગોવર્ધન કહે ચેત હજી. હરિ હીરો હૈયાથી જાય હર્યો.



શ્રી આચાર્યજી મહા પ્રભુજી.



કાશીદાસ નારણદાસ દલાલ.

"Centered in Thee all will be Mine
    That I have failed to reach
This gives my Soul a perfect Joy
    My heart's too full for Speech"

*Mystic Work of Mighty Power P. 107.*

# દિપોત્સવ પત્રિકા.

——:o:——

વિક્રમાજીત સંવત વર્ષનો છેલ્લો મહિનો વ્રતોથી ભરપુર છે અને તેમાં "વિદ્યા લક્ષ્મી" એ પરમાત્માની શક્તિઓને આધિ દૈવીક રૂપે સમાગમ કરી તેમના પૂજનની યોજના ઘડવામાં આવી છે. ભારત માર્તંડ વેદાંત ભટ્ટ પંડિતશ્રીએ તે નામની પાઠશાળા સ્થાપી છે. મોટા મંદિરના મહારાજશ્રીએ પણ પુષ્ટિમાર્ગના ધર્મનું શિક્ષણ આપવા સારૂ પોતાના સ્થળમાં એક પાઠશાળા સ્થાપી છે. આ સંપ્રદાયનું ખરૂં જ્ઞાન બાળપણમાં મળે તેવા હેતુથી મુંબઈના ધનાઢ્ય શેઠ કરસનદાસ નાથાએ એક શાળા ખુલ્લી કરી છે, અને તેમાં ઊત્તેજનાર્થે તેમના વેવાઇ શેઠ પ્રાગજી સુરજીએ ઇનામ આપવા એક સારી મોટી રકમ આપી છે. આ સંપ્રદાય ઉપર ઘણા ઘણા નાપાયાદાર આક્ષેપો મુકાયા છે–અને મુકાય છે; તેથી તરૂણ વર્ગ આડે માર્ગે દોરાઈ ધર્મ રહીત થાય તેમ ન થવા માટે આ આ પગલા લેવામાં આવ્યા છે તે માટે હમો હમારા શુદ્ધ અને ખરા અંતઃકરણથી ધન્યવાદ આપીએ છીએ, અને નવા વર્ષની ખુશાલીમાં પંડિતશ્રી તરફથી આશિર્વાદ આપવામાં આવે છે કે આવા ઉદાર વૃત્તિના ગૃહસ્થોની વૃદ્ધિ થાઓ અને "વિદ્યા લક્ષ્મી"નો આધિભૌતિક રૂપે જે વિરોધ છે તે દૂર કરવા શક્તિમાન થાઓ.

આ સંપ્રદાયમાં અમૃત અનુભવનારાઓને હમો આ સંપ્રદાયના કલ્પીત શરીરમાં ઉર દ્વારપાળ રક્ષીત દૈવી પ્રકૃતીવાળું મુખ કહીશું. અને જેઓ તેમાં જે વિષ્ટારૂપે નજરે પડે છે તેઓને તેમાં આસુરી પ્રકૃતીવાળી પાયુ ઇંદ્રી (ગુદા) કહીશું. આ સ્થુળ શરીરમાં આ બે ઇંદ્રીઓની જેવી અગત્યતા છે તેવી જ અગત્યતા આ કલ્પીત શરીરમાં તેઓની હોય એમ હમોને લાગે છે તે માટે હમો બેઉને એકસરખો તેમના કર્ત્તવ્યો ઈશ્વરી નિયમાનુસાર કરવા માટે આશિર્વાદ આપીએ છીએ. પાયુ ઇન્દ્રીના સીંહનાદથી શરીરની પ્રકૃતિનો ખરો ખ્યાલ મળે છે એથી એવા સીંહનાદ કરનારાઓની પણ ખાસ જરૂર હોય છે.

આવા સીંહનાદદ્વારા ધ્વની એવી બહાર પડી છે કે આ પુષ્ટિ માર્ગ વિષયથી ભરપુર છે. પણ તે નાદ ફક્ત વાયુ ઇંદ્રી આસુરી પ્રકૃતીનોજ

સમજવો. મુખદ્વારા બહાર પડતા (ઉદ્‌ગારો) ઓડકારો તેથી કેવળ ઉલટું જ સુચવે છે. તે દૈવી છે. "વિષયોનું કદી સેવન કરવું નહીં." એવી આજ્ઞા શ્રી આચારજી માહાપ્રભુજીએ પોતાના પૃથક પૃથક ગ્રંથમાં આપી છે. તેમના સન્યાસ નિર્ણય ગ્રંથમાં લખ્યું છે "જેનું ચિત્ત વિષયાક્રાંત છે તેનામાં પ્રભુનો આવેશ કદાપિ થતો નથી" સિદ્ધાંત મુકતાવલીમાં લખ્યું છે કે "જે શ્રી કૃષ્ણની ભક્તિ લોકીક ભોગની ઈચ્છાથી કરે છે તેને પરિણામે કલેશ જ પ્રાપ્ત થાય છે" ભક્તિ વરધિનીના ગ્રંથમાં શ્રીની આજ્ઞા છે કે "હરીના સ્થાનમાં પણ એવી રીતે રહેવું કે ચિત્તમાં કામાદીનો પ્રવેશ ન થાય." સુબોધિનીમાં આપશ્રીએ ખાસ લખ્યું છે કે "જેઓનાં ચિત્ત વિષયાવિષ્ટ છે તેમનાથી પરમાત્મા વિષ્ણુનો આવેશ તદ્દન દૂર છે. જ્યાં સુધી કામ વગેરે દોષો નષ્ટ થતા નથી ત્યાં સુધી ભક્તિ ઉત્પન્ન થતી નથી. ઈંદ્રીઓની સ્થિતિ ઘોડા જેવી છે માટે તેનો સારી રીતે નિગ્રહ કરવો" શ્રી હરરાયજીના ગ્રંથો પણ જણાવે છે કે "કામ દરેક રીતે ત્યાજ જ છે" આ પત્રિકા પુરતા આટલા પ્રમાણો બસ છે.

આપણા આચાર્યોશ્રીના ગ્રંથો સંસ્કૃતમાં સંખ્યાબંધ છે તેમના ભાષાંતર થવાની ખાસ જરૂર છે. એ કાર્ય માટે મોટા ફંડની જરૂર આજકાલ "સીંહનાદીઓ"ના અવાજોથી ખેંચાયું હોય એમ જણાય છે તે માટે મોટા મંદિરના વિદ્યા લક્ષ્મી પોષીત ગો. શ્રી ૧૦ શ્રી ગોકુલનાથજી મહારાજે વૈષ્ણવોનું લક્ષ ખેંચી એક મંડળ સ્થાપવાની શરૂઆત કરી છે જેઓ તરફથી મજકુર કામ હાથ ધરવામાં આવશે. આ શ્રીના ઉત્સાહી ઉદ્યમ માટે જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. આ સંસ્થાની વિદ્યા લક્ષ્મી પાઠશાળામાં ઘણા અમુલ્ય પ્રાચીન હસ્ત લેખીત સંસ્કૃત ગ્રંથો છે જેનું કેટલગ લગભગ તૈયાર થયું છે. આ બાબતમાં આ પાઠશાળાને આવા ઉદાર વૃત્તિના વિદ્યાલક્ષ્મીની કૃપાવાળા તરફથી યોગ્ય મદદ મળે તો ગુરૂજીનો આથી પ્રસન્ન થશે અને તેમની જીંદગીની મુરાદ પાર પડી વૈષ્ણવોને આવા ભાગ્યથી અલભ્ય લાભ મળશે. ગુરૂજીનો પોતાના સંપ્રદાયનું ખરૂં જ્ઞાન પ્રકાશ કરવાનો શું શ્રમ હતો તે અત્રે લખવાની જરૂર હોય નહીં.

આ પત્રિકામાં આ શુભ દિવસોમાં શ્રી આચારજી મહાપ્રભુના સેવ્ય-" સર્વ માર્ગ નષ્ટ થયે છતે, પાખંડ મતવાળો ખલપુરૂષના ધર્મરૂપ

આ કલિયુગમાં શ્રીકૃષ્ણ જ મારી ગતી છે" તે યશોદાનંદન-નંદનંદન ગોપીજનવલ્લભ-કેવળ નિઃસાધન જીવોના ઉદ્ધાર માટે-શ્રી ગોકુળમાં પ્રાકટય થઈ અગીઆર વર્ષની ઉમ્મરની અંદર નંદજસોદાજીને-ગોપ ગોપીઓને આનંદમય બાળક્રીડાથી આનંદ પમાડી-મટીકા ખાઈ જસોદાજીના ધમકાવ્યાથી રૂદન કરતાં કરતાં ખુલ્લા કરેલા મુખારવિંદમાં અખીલ બ્રહ્માંડનાં દર્શન જસોદાજીને કરાવેલાં તેજ, કેવળ શુદ્ધ રસાત્મક પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ યસોદાત્સંગ લલિત શ્રી બાળકૃષ્ણનું સ્તવન કરીશું. ગાયનવિદ્યામાં કહાન કનૈયાનું નામ મહાશુર છે. "કહાન વિના ગાણું નહીં-ખાંડવિના ખાણું નહીં" કવિઓની કલ્પના શક્તિને કમાલ છે. "જયાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ."

આ સ્વરૂપને આ સંપ્રદાયમાં "ભાવના" મુખ્ય ગણી તેમજ "દેહને તે દેવને" એવી ભાવના કલ્પી સેવવામાં આવે છે. "સેવા" શબ્દ કેવળ પ્રેમપુર્વક દાસત્વપણું સૂચવે છે. પતિવૃતા સ્ત્રી સ્વામીની, સત્પુત્ર વૃદ્ધ માતપિતાની, સેવક શેઠની, જેવી સેવા કરે તેવીજ ખરા વૈષ્ણવે આ લલિત બાળસ્વરૂપની સેવા કરવાની છે. બાળકને રીઝવવા માટે મોટી વયના હોવા છતાં, બાળકવ્યના જે સાધનો યોજવામાં આવે છે તેવાજ આ સંપ્રદાયમાં યોજવામાં આવે. હાલરડાંની જગાએ કીર્તનો, પદો-ભજનો ધોળો-જુદી જુદી રાગ રાગણીઓનો ઉપયોગ કરવામાં આવે છે અને તરેહ તરેહના હાવભાવ પ્રેમપુર્વે ચીતારવામાં આવે છે; જે પાયુ ઈંદ્રીવાસી સીંહનાદીઓ અસુરીઓને વિષ્ટાસમાન લાગે છે અને મુખવાસી દૈવી પ્રકૃતીવાળાઓને અમૃતપાન લાગે છે. પ્રેમ ઉંચા દરજ્જાનો દૈવી છે. તેની કલ્પના આ અસુરીઓને ભાગ્યે જ થાય. "પ્રીતમ પ્રીત હીતે પઈએ."

એ પ્રેમ-પ્રીત તો વ્રજ ભક્તોનીજ સમજવીઃ જુવો તેમની સેવાનો ચીતારઃ

"સેવા રીત પ્રીત વ્રજ જનકી, જનહીત જગ પ્રગટાઈ,
દાસ શરણ હરિ વાધધિશની, ચરણ રેણુ નિધિપાઈ."

* * * * *

" ભજ સખી ભાવ ભાવિક દેવ,
કોટી સાધન કરો કોઈ તોઊ ન માને સેવ. ૧

ધ્રુમકેતુ કુમાર માંગ્યો, કોન મારગ નીત,
પુરૂષ તે સ્ત્રી ભાવ ઊપજ્યો, સબેં ઊલટી રીત. ૨

વસન ભૂષણ પલટી પહિરે ભાવસે સંકોચ,
ઊલટી મુદ્રા દઈ અંકન વરન સુધે હોય. ૩

વેદ વિધિકો નેમ નાહીં, પ્રીતકી પહીછાન,
વ્રજ વધુ વશ કિયે, મોહન ચતુર સુજાન." ૪

આતે પ્રેમ-પ્રીત કે જેને કોઈપણ નિયમનું બંધન નથી. કેવળ નિર્મળ પણ માદક-પ્રેમઘેલા બનાવે તેવો. "Sweet nectar" " મધુર અમૃત." જે ફકત દેવતાઓ જ માટે. નહીં કે દૈત્યો માટે નિર્માણ થયું છે. આ શુદ્ધ નિર્મળ પ્રેમ એજ નિર્ગુણ ભક્તિ માર્ગનું રહસ્ય સમજવાનું છે. વેદ સ્મૃતીની મર્યાદા તેને નથી. નિષ્કામ છે. પરમાત્મા પ્રત્યેકના હૃદયમાં છે તે તરફ બીન હરકતે વગર અટકે સદા નીરંતર મનના પ્રેમી પ્રવાહનુ શ્રી ગંગાજી જેવું વહેવું તેને જ આપણા આચાર્યોશ્રીએ નિર્ગુણ ભક્તિ કહી છે.

આ સપ્રદાયમાં પુર્ણ પુરૂષોત્તમ શીવાય અન્ય દેવની ભક્તિ શ્રેષ્ટ-માની નથી. આજે વહી પૂજન છે તેમાં રૂઢી પ્રમાણે લખવામાં આવશે કે "શ્રી ગણેશ શાયનમઃ" શ્રી લક્ષ્મી માતાની મદત" "શ્રી ભંડાર ભરપુર" આ વાકયોની સાથે આ સંસ્થા તરફથી આજના વર્ષ પુજ-નમાં નીચે દર્શાવેલી નોંધ કરવા કૃપા કરશો એવી હમારી ભલામણ છે.

શ્રીમદ્‌ભગવતગીતા અધ્યાય ૧૮ શ્લોક ૬૫-૬૬:—" હે અર્જુન તું મારામાં મન રાખ, મારોજ ભક્ત થા, મારૂંજ ભજન કર તથા મને નમસ્કાર કર આ પ્રમાણે વર્તવાથી મારા પ્રસાદ વડે જ્ઞાન મેળવીશ અને મને જ પામીશ તેમાં **તારે સંદેહ કરવો નહીં.**

" પરમેશ્વરની ભક્તિથીજ સર્વ વસ્તુનો લાભ થશે આવા દૃઢ વિશ્વા-સથી વિધિનું દાસત્વ છોડી એક મારેજ શરણે આવ. તું દીલગીર થા માં. એક મારોજ આશ્રો કરનાર હું તુંને સર્વ પાપમાંથી મુક્ત કરીશ જેઓ મને એકનેજ અનન્ય ભક્તિથી ભજે છે તેઓ મને પામે છે."

આ સંપ્રદાયના શ્રીવલ્લભાચાર્યજીએ ષોડસ ગ્રંથના ૯ મા ગ્રંથમાં વારંવાર લખ્યું છે કે "શ્રી કૃષ્ણજ મારી ગતી છે" આમ માનવાનું શું કારણ હશે વારૂ? કારણ એ હોવું જોઇએ કે બીજા બધા દેવતાઓ સર્વ પ્રકૃતીથી થયલા છે એટલે ત્રણ ગુણોથી રજ-તમ અને સત-વ્યાધી ઉપાધીમાં સંડોવાયલા છે, એટલે તે દેવતાઓના દેહાદી પ્રકૃતિના ગુણોને વશ થઈ રહે છે. તેઓ તે બાબતમાં સ્વતંત્ર નથી. જો તેઓ જાતેજ ઉપાધીમાં રહેતા હોય તો તેમનું ભજન શું કામનું? તેમજ અક્ષર બ્રહ્મ પણ ગણીત આનંદવાળું વેદમાં દર્શાવેળું છે, અને સાક્ષાત પરમેશ્વર શ્રી કૃષ્ણ પ્રકૃતીથીપર સર્વના આત્મા પૂર્ણ આણંદમય છે તો તેજ ભજવા લાયક, સેવા કરવા લાયક, શરણે જવા લાયક, સર્વથી ઉત્તમ માની ઉપરના મત ઉપર આપણા શ્રી આચારજી મહાપ્રભુજી આવેલા હોવા જોઈએ આ કારણથીજ "શ્રી કૃષ્ણ ભગવાનજ મારી ગતી છે" એમ શ્રીએ વારંવાર લખ્યું છે તો આપણે પણ આજના વહી પુજનમાં તેમજ લખવું એટલુંજ નહી પણ તે પ્રમાણે વર્તન કરવું.

હમો હીંદુ ધર્મના વિરોધીઓને અથવા શ્રીકૃષ્ણ ઉપર અઘટીત આક્ષેપ મુકનારાઓને પુછીશું કે કોઇ પણ બીજી અન્ય જાતીના ધર્મ પુસ્તકોમાંથી ઉપરના જેવા મોક્ષ બાબતના સ્પષ્ટ ખાત્રી લાયક ખુલ્લા વચનામૃતો ભક્તજનો માટે દેખાડી આપશો? કુરાનમાં પણ તેમ નથી, બાઈબિલમાં પણ તેમ નથી, બાઇબલપરથી તો ચોખ્ખું જણાય છે કે ઈસુક્રાઈસ્ટે કદી પણ દાવો કર્યો નથી કે હું પોતે પરમેશ્વર છું કે મારા ભક્તજનોને તેમના પાપમાંથી મુક્ત કરવાની શક્તી ધરાવું છે. તે પોતાને પરમેશ્વરનો દીકરો માનતો. મોક્ષ માટે પોતાના બાપને ભલામણ કરવાની ભક્તજનોને આશા આપતો તેના સ્વર્ગવાસ થયા પછી તે ભૂત (Ghost) બનેલા માને છે. આથી આપણા શ્રીકૃષ્ણ પરમાત્માનો શાસ્ત્રીય વૃતાંત કેવળ જૂદો જ છે. ફક્ત નામની રાસી એક જણાય છે. આજકાલ વાયરો ઇંગ્રેજી કેળવણી લીધેલામાં એવો છે કે પોતાના ધર્મમાં આવેલી હકીકતો ખરી છે કે કેમ તેવો આધાર પશ્ચીમ દેશમાંથી મળતી સરટીફીકેટો ઉપર છે. સુતક અને સ્નાનનું રહસ્ય હીંદુસ્તાનમાં પ્લેગ થઇ તે વખતે ક્વારંટાઈનનો ઉપયોગ કરી લુગડાં અને સરસામાન પાણીમાં બોળાવતા ત્યારે કેળવાયલો વર્ગ જાણવા લાગ્યો તેમજ શ્રીકૃષ્ણ પરમાત્માનું રહસ્ય ક્યારે કેળવાયલો વર્ગ માને કે તે બાબતનું પશ્ચીમ

દેશમાંથી કાંઈ લેખ આવે ત્યારે. બાઈબલનો ક્રાઇસ્ટ તો શ્રીકૃષ્ણ નહીં હોય અથવા શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના શ્રીકૃષ્ણ ક્રાઇસ્ટ તો નહીં હોય? આવા તુરંગો ઇંગ્રેજી કેળવણી લીધેલાઓના મગજમાં આવવા લાગ્યા છે એ પણ કાળની બલીહારી જ સમજવી!!! આ તુરંગો કેવળ શેખ સલીના હવાના કીલ્લાજ સમજવાના. જેઓને શ્રીમદ્‌ભગવતના વચનામૃતો ઉપર વિશ્વાસ–શ્રદ્ધા છે તેઓ ક્ષણભર પણ એવા તુરંગોને પાત્ર થશે નહીં. આ કીશોરી શ્રીકૃષ્ણ ચંદ્ર પોતાનેજ પરમેશ્વર માને છે અને પોતાના ભક્તજનોને જે કેવળ તેને જ શરણે જનારા તેઓને તેમના સર્વ પાપમાંથી મુક્ત કરવા પોતે જાતે શક્તી ધરાવે છે. તેમને કોઈની તે બાબતની ભલામણની જરૂર હોતી નથી. સ્વધામ પધાર્યા પછી બીલકુલ ભુત પણ થયા નથી. ભુત કોણ થાય? અંતકાળ વખતે કોઈ કાર્યમાં જીવ રહી જાય તો તે ગતીએ ન જતાં ભુત થાય. કૃષ્ણ પરમાત્મા ખુલ્લી રીતે જણાવે છે કે

"જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય અને અધર્મની વૃદ્ધિ થાય ત્યારે ત્યારે હે ભારત! હું **શરીર ધારણ કરૂં છું.**" અધ્યાય ૪, શ્લોક ૭. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા. એઓ કદી પણ ભુત થયા નથી, અને થતા નથી. પૃથ્વીનો ભાર ઉતારવા દેહ ધારણ કરે છે. કારણ કે તે કર્મની ભૂમી છે. આ ઉપરથી વાંચકવૃંદની ખાત્રી થવી જોઈએ કે શ્રીકૃષ્ણ પરમાત્માની કોઈ પ્રાણી સાથે સરખામણી કે તુલના કરવી એ મોટું પાપનું કામ છે અને તેવાઓને તેમ કરવા જતાં ધર્મશ્રદ્ધાળુ ભક્તજનો અટકાવે અથવા ન સાંભળે તો તેઓ શાસ્ત્રની દૃષ્ટિથી કોઇ રીતે દોષીત ગણાય નહિ. હરિજને ગાયું છે—

"નારાયણનું નામજ લેતાં વારે તેને તજીએરે,
મનસાવાચા કરમણા કરીને, લક્ષ્મિવરને ભજીએરે;
કુળને તજીએ, કુટુંબને તજીએ, તજીએ મા ને બાપરે,
ભગની સુતદારાને તજીએ, જેમ તજે કંચુકી સાપરે."

અન્ય ધર્મોના જીવાત્મા દેહરહીત થયા પછી તેની ગતી માટે શું જણાવે છે? તેમના કર્મનો ન્યાય થવા એક દિવસ નીમાશે. ખુદા તેમનો તે વખતે ફેંસલો કરશે, અને ફેંસલા પ્રમાણે જીવાત્માની ગતી

થશે ત્યાં સુધી લટકતા તેઓ રહેશે. કોર્ટમાં ભારે મુકદ્દમા લઢનારાઓનો અનુભવ લેવો, કે તેમના કામમાં ફેંસલો ન આવે ત્યાં સુધી તેઓના જીવ કેટલી ઇંતેજારીમાં રહે છે? એવી સ્થિતિ આપણા ધર્મશાસ્ત્ર પ્રમાણે જીવાત્માની થતી નથી. ન્યાય ઘણોજ સરળ છે, જેઓ અન્ય દેવના ઉપાસકો છે, તેઓને ફળમાં "વારંવાર જન્મવું અને મરવું. માતાના ઉદરમાં–જઠરાગ્નિમાં સુવું" ઉદ્ધાર કરવો તે તો શ્રીમુરારીની અપાર કરૂણાનું ફળ સમજવું.

આ પ્રમાણે આપણા જીવાત્માની દેહાંત પછી ગતી છે તો ગુરૂજીએ રચેલું ભજન જે પ્રથમ પાને ટાંકવામાં આવ્યું છે તેનું હરહમેશ રટણ કરવું અને "શ્રીકૃષ્ણજ મારી ગતી છે" એ આપણા આચાર્યશ્રીના સિદ્ધાંતને આજના વહી પુજનમાં અથવા દીવાલોપર "શ્રી ગણેશાયનમ:" "શ્રી લક્ષ્મી માતાજીની મદદ" "શ્રી ભંડાર ભરપૂર" તેની સાથે ચોથા ચરણ તરીકે ખાસ તેની નોંધ કરવી.

નવા વર્ષમાં ભગવત પરાયણ થાઓ અને વિદ્યા અને લક્ષ્મી જે એ આધિભૌતિક રૂપે વિરોધી છે તેમનો આધિક દૈવીક રૂપે સમાગમ કરાવી આ સંસ્થામાં બીરાજતી વિદ્યાલક્ષ્મી પાઠશાળાની તેમજ ધર્મ-પુસ્તકાલયની, તેમજ ગાય માતાની સેવામાં વૃદ્ધિ કરી શ્રી લાડુબેટીજીના સેવ્ય શ્રી બાલમુકંદજીના હમેશ દર્શન કરી નવા વર્ષના કાર્યોમાં દાખલ થાઓ જેથી તમારી મનોકામના ફળીભુત થશે અને આ સંસ્થાઓને **ભારત માર્તંડ વેદાંત ભટ્ટાચાર્ય પંડિત શ્રી ગટ્ટુલાલજી**એ પુષ્ટિમાર્ગ સંપ્રદાયની અતુલ્ય સેવા કરી છે તે તરફ લક્ષ આપી "પંચકી લાકડી એકનો બોજો" માની પોતાની યથાશકિત પ્રમાણે સંગીન મદદ કરવા હમારી નમ્ર વિનંતી છે. આ બેસતા વર્ષની મજકુર પંડિતશ્રીના ગોલોકવાસી આત્માની આ પત્રીકાદ્વારા વાચકવૃંદને આશિશ છે.

**શાંતિ! શાંતિ! શાંતિ!**

મુંબઈ,
સંવત ૧૯૭૩
કારતક સુદ ૧
વાર શુક્ર.

લા૦ સેવક,
**કાશીદાસ નારણદાસ દલાલના**
ભગવતસ્મર્ણ કબુલ કરશોજી.

પંડિતશ્રી ગટ્ટુલાલજી મહારાજ.



પ્રીન્ટર--મગનલાલ જગજીવનદાસ,
ઠેકાણું—શ્રી ‘ સરસ્વતી ’ પ્રેસ, નાગદેવી સ્ત્રીટ-મુંબઈ.
પબ્લીશર—કાશીદાસ નારણદાસ દલાલ,
ઠેકાણું—ભુલેશ્વર, કબુતરખાના પાસે-મુંબઇ.